# મોહન-ગાંઠ

પ્રયોજકઃ—

'સેવક.'

ખાસ 'ગુજરાત વિદ્યાપીઠ' ના ફાળા માટે

કિંમત ૦-૪-૦.

# નિવેદન

આ એક રૂપકચિત્ર છે. તે શ્રદ્ધાવશ દોરાયું છે; દોર્યું નથી.

મહાત્માજીને કૃષ્ણ સાથે સરખાવાયા છે, તેમાં મ્હેં બન્ને પ્રત્યે હિંદુઓના દેવ, હિંદુઓના પ્રભુ કે પરમાત્મા તરીકે દષ્ટિ સરખી ફેંકી નથી; એટલે સ્પષ્ટ કહું તો મહાત્માજીને પ્રભુ-ઇશ્વર-તરીકે મ્હેં આ દર્શનમાં દર્શાવ્યા નથી.

કૃષ્ણભક્ત હોવા છતાં હું શ્રી કૃષ્ણનાં બે સ્વરૂપો વિષે માનનારો છું. એક તેનું પરમાત્મ સ્વરૂપ; બીજું તેનું સત્યધર્મસંસ્થાપક એટલે સુધારક સ્વરૂપ.

કૃષ્ણનું આ બીજું સ્વરૂપ મ્હેં મહાત્માજીમાં ઝાંખવા પ્રયત્ન કર્યો છે.

હેતુ તો સામાન્ય અને વિશેષની ગાંઠસાંકળી કરવાનો સહેજે જ પ્રગટી આવ્યો છે. કૃષ્ણનું વિશેષત્વ ગાંધીજીની સામાન્યતા સાથે ગંઠાયું છે. તે જ રીતે ગાંધીજીનું સામાન્ય લીલાજીવન કૃષ્ણની વિશેષ ગણાતી લીલાઓમાં પરોવી દેવાયું છે.

પણ, એક પ્રશ્ન ઉઠે છે. જીવ તે ઈશ્વર ના થઇ શકે? સામાન્ય તે વિશેષ ના બની શકે? જગતમાં અસંભવિત શું છે? પ્રભુ તરીકે અવતર્યા નહિ તો પ્રભુ બન્યા; એ બે વચ્ચે તફાવત નહિ જ રહેવાનો. એટલે મ્હારી શ્રદ્ધા, ભલે કેટલાકોને લાગતી અશક્ય અને અસંભવ તુલનાને વળગી, પુષ્ટ અને રસાળ બને. તેમાં સર્વને લાભ છે, હાનિ જરા યે નથી.

આવી શ્રદ્ધાનો મદ આત્માને બહેલાવે તેમાં આનન્દની ભરતી અને શોકના ઉતાર હોય છે; ભલે કદાચ આ અતિશયોક્તિ હોય, તોપણ તે ગ્રાહ્ય છે, ત્યાજ્ય નથી.

આશ્વિન, દ્વિતિય નવરાત્રિ }
૧૯૭૮. } 'સેવક'

**ખુલાસો**:—આ ચિત્રમાં 'સૂર્ય' આદિ પાત્રો આલેખાયાં છે. તે સપ્તાહનો એકેક દિન છે. જેમકે 'ભગવાન સૂર્ય તે દિને ખાસ પધાર્યા હતા.' એટલે તે દિન રવિવારનો હતો; 'ચંદ્ર-દર્શનની ઝાંખી થાય છે.' એટલે સોમવાર આવે છે; 'જગતના આત્માનો પ્રકાશ બુધે નિરખ્યો હતો.' એટલે જગતના આત્માનો પ્રકાશ બુધવારે થયો હતો. વિગેરે.

પૃષ્ટ ૧૧ લીટી ૧૮ 'તટસ્થ **સમાદર્શી** કૃષ્ણે' ને બદલે 'તટસ્થ **સમદર્શી** કૃષ્ણે' વાંચવું.

# મોહન-ગાંઠ.

---

૧૯૭૫નો કૃષ્ણપક્ષી ભાદ્રપદ બારસનો દિન હિન્દમાં ઉજવાયો હતો; ગુજરાતનો હર્ષ અપાર હતો.

કોની ઉજવણી થઇ હતી? કોનાં કિર્તન ગવાયાં હતાં? ઉજાસહીન રાંક પ્રજામાં કોના ઉજાસ ઠેરઠેર પ્રસર્યા હતા?

ગુજરાતના કવિએ તેને 'ગુજરાતનો તપસ્વી' કહ્યો હતો. હું કહું છું તે 'ગુજરાતનો મોહન' હતો, કે જેના પર ગુજરાત ઘેલું થયું હતું.

આ પ્રિય મોહનની ઉજવણીના શુભ દિને મોહન ઉપરના મોહઘેલા લોકોએ કંસારનું હવિષ્યાન્ન દરિદ્રનારાયણોના મુખમાં બલિ તરીકે અર્પ્યું હતું; આ ઉમંગોત્સવના પુણ્યદિને મોહન ઉપર વારી જનારાંઓએ દાનપુણ્ય કરી હૈયાના ભાર ઓછા કર્યા હતા; કેટલાંક આત્મસમર્પીઓએ મોહનના ચરણે નાશવંત ધન નિસાર્યાં હતાં; મોહન-કર્મની ભૂરકીમાં અંજાતાં કેટલાંકોએ સ્વદેશીનાં પ્રદર્શન ભરી આ કર્મયોગીનાં કાર્યદર્શન માટે દેશતેડાં

કર્યાં હતાં; કેટલાંકોએ મોહનના રાસડા અને મોહનની સંસારલીલાઓ ગાઇ દુષિત વાતાવરણને પવિત્ર કર્યું હતું; આ શુભ દિને સાબ્રમતી તટે સ્થપાયેલા 'સત્યાગ્રહાશ્રમ' ના મહેમાનની* અંત્યજોએ પોતાનાં ગરીબ ઝુંપડાંઓમાં પધરામણી કરી શારદા-મંદિરનાં દ્વાર મોહનના વરદ હસ્તે ખુલાવ્યાં હતાં.

હિન્દ માતાના પ્રિય લાલનો સુવર્ણ ઉત્સવનો આ દિન ઉજળો થાય તે માટે ભગવાન સૂર્ય તે દિને ખાસ પધાર્યા હતા. તે વખતે રાજ્ય સાથે મોહને અસહકાર આદર્યો નહોતો. રાજ્યસેવકો અને પ્રજા બન્ને આ મહોત્સવમાં ભાગ લે તે માટે બન્નેને સાંકળવા ભગવાન સૂર્યની પધરામણી થઇ હતી. સૂર્યે હિન્દને પ્રકાશ આપતાં એવા સંદેશા પાઠવ્યા હતા કે 'મોહન વગર રાજા-પ્રજાનો મેળ નહિ સંધાય: તેને પૂજો, તેને સત્કારો, તેને વધાવો અને આજે તમે સહુ ખુશી થાવ.

આજે હિન્દનું નૂર, ભારતનો ઉજાસ, પ્રજાની વચમાં નથી, તેથી સૂર્ય નથી પધારતા; આજે

---

*મહાત્મા ગાંધીજી આશ્રમમાં મહેમાન તરીકે જ રહે છે; તેમણે અનેક વખત આશ્રમવાસીઓને આ પ્રમાણે કહ્યું છે.

અંધકારમાં અથડાતાં આપણને દિનકર દેવ પ્રત્યક્ષ દર્શન દઇ કાંઇ સંદેશા નથી પાઠવતા; પણ ચંદ્ર-દર્શનની ઝાંખી થાય છે;* કેવળ અંધકાર નથી; સૂર્યનો પ્રકાશ સીધો ન આવતાં ચંદ્ર દ્વારા આવે છે; મોહનનાં દર્શન પ્રત્યક્ષ નથી, પણ તેનું તેજ ઝીલનારાઓ દ્વારા આપણે પ્રકાશ મેળવી રહ્યા છીએ.

જે દિને ભગવાન્ સૂર્ય પધાર્યા હતા તે દિને પોતે એવાં વચન ઉચાર્યાં હતાં કે "ઓ હિન્દવાસી લોકો! ઝુલણામાં ઝુલતા બાળકૃષ્ણનાં દર્શન માટે દેવોએ સ્વર્ગ છાંડ્યાં હતાં; જગતના આત્માનો પ્રકાશ બુધે નિરખ્યો અને પૂજ્યો હતો. શિવે યોગીના વેષમાં અને વિરંચીએ વત્સહારી બની કૃષ્ણનાં પૂર્ણ દર્શન કર્યાં હતાં. શીતચંદ્રે પ્રભુની રાસલીલામાં જગતના નાથનું છૂપું રહસ્ય પેખી લીધું હતું; રાજસૂય યજ્ઞ વખતે યુધિષ્ઠિરે તેને તિલક કર્યું હતું, વરૂણે યજ્ઞ કર્યો હતો, અગ્નિએ પ્રસાદ આરોગ્યો હતો, દેવગુરૂ બૃહસ્પતિ અને દાનવગુરૂ શુક્ર હાજર હતા. પણ મ્હારા કૃષ્ણપૂજાના કોડ તો અધૂરા જ રહી ગયા હતા. કૃષ્ણે ચંદ્રના વંશને પાવન કર્યો હતો; તેણે મ્હારો સૂર્યવંશ

*આ વખતે તા. ૨જી અક્ટોબર ઉજવવાની છે, અને તે ચંદ્રવાર છે; વળી શુક્લપક્ષ છે.

સ્વીકાર્યો નહોતો. આથી, મ્હારા પ્રભુપેખ્યાના અધૂરા કોડ, મ્હારી પ્રભુને તિલક કરવાની જાગ્રત ઇચ્છા, પૂર્ણ કરવા આજે હું અહીં આવ્યો છું. 'ગૌ-બ્રાહ્મણના પાલક સૂર્યવંશીઓ ક્યાં છે? પૃથ્વીના રક્ષક વીરો ક્યાં છે? મ્હારૂં નામ કાયમ રાખનાર વંશ જ ક્યાં છે?' હું ખોળતો હતો. ભારતનો વંશદીપક "મોહન એ જ સૂર્યવંશી છે. આવો, આવો, સહુ કોઇ આવો. આજે આ વીર પ્રભુને તિલક કરી, પુષ્પોથી તેને વધાવી લઇ, તેની આરતી ઉતારો અને ભાગ્યશાળી થાઓ. ભારત તનુજો! મ્હારા તપ્ત આત્માને મોહનપૂજાથી પ્રસન્ન કરો. હું તમને જીવન અને ઉજાસ દેઇશ. હું તમને મુક્તિનાં દાન દેઇશ. હું તમારા અજ્ઞાનાંધકાર ફેડીશ. હું તમોને મ્હારા સમાન તેજસ્વી અને સ્વતંત્ર બનાવીશ. પૂજો, મોહનને પૂજો અને તમારી પરતંત્રતાની બેડીઓ હું તોડીશ."

એણી પેરે તે દિને ભગવાન સૂર્ય કથતા હવા. આજે તે પ્રસંગ દૃષ્ટિ સમક્ષ ખડો થતાં હૃદયમાં ચંદ્રની શીતતા પ્રસરી જાય છે; આજે મોહનોત્સવના તે દિનની યાદ આવતાં હૈયું હણાય છે; હૈયાં એટલાં બધાં હીણાં થઇ ગયા છે કે મોહનનાં મોહક ચરિત્રોનાં સદોદિત સ્મરણ થતાં નથી.

* * * * * * *

આજે તો કામધંધા છોડી મોહન-કથા સાંભળીએ ? આંતરવૃત્તિઓએ મોહન-કથા શ્રવણ કરવા પોતાના સર્વ વ્યાપાર છોડી દીધા અને શ્રવણતત્પર થઇ ચંદ્રની ચાંદની ચોકમાં બેઠક લીધી.

અથ મોહન-કથા

જેને ભગવાન કહી આખું ભારત સંબોધી રહ્યું છે, જેને ભાવિકો પરમાત્મા કહે છે, તે કૃષ્ણનો જન્મ શ્રવતા માસના મધ્ય અંધારીઆમાં કારાવાસમાં થયો હતો. આ કૃષ્ણ-જન્મકાળે સૃષ્ટિ ઉપરના અંધારાં વાતાવરણ દૂર થયાં હતાં; વસુદેવ-દેવકીની બેડીઓ તૂટી હતી; યમુના નદીનાં પૂર આ કૃષ્ણચરણથી શમી ગયાં હતાં; જ્યાં જ્યાં અંધકાર હતો, ત્યાં ત્યાં પ્રકાશ પગટયો હતો; ‘ નંદ ઘર આનન્દ ભયો, જય કન્હૈયાલાલકી ’ ના નાદથી સૂક્ષ્મ શરીરે હવામાં રહી પીડતા રાક્ષસો ત્રાસી ભાગી ગયા હતા. તે જ પ્રમાણે મોહનપ્રભુનું આત્મતેજ દક્ષિણ આફ્રિકાના હિન્દી લોકોના અશ્રુશ્રાવના મધ્યકાળમાં કારાવાસમાં જ પ્રગટયું અને પ્રકાશ્યું. તે પહેલાં તેના તેજસ્વી સ્વરૂપને પૂરેપૂરૂં કોણ નિરખી શકયું હતું? અને કોને તેનામાં શ્રદ્ધા બેઠી હતી? મોહનના આત્મતેજના એક જ કિરણે પ્રજાસરિતામાં ઉભરાતાં આવેશનાં પૂર સમ્યાં હતાં. ‘ મહાત્મા ગાંધી કી જય ’ના નાદે ભારતને પીડતા રાક્ષસો હજુ યે ત્રાસે છે.

ભગવાન કૃષ્ણચંદ્રે તેમની બાળલીલા—તેમની બાળક માફકની સહજ અહેતુક લીલા—માં પયપાનને બદલે વિષપાન કરાવનારાં અને તેમને કુમાર્ગે ઉપાડી લઇ જનારાં અનેક રાક્ષસ રાક્ષસીઓ—અનાર્યો—ને મારી તેમનો ઉદ્ધાર—મોક્ષ—કર્યો. મોહને તેના સહજ સ્વભાવ પ્રમાણે તેના શત્રુઓને જીવતા રાખી તેમની કુબુદ્ધિ કાપી તેમને સત્યઆત્માનાં દર્શન કરાવી તેમના ઉદ્ધાર સાધ્યા અને એ રીતે તે પ્રભુ કૃષ્ણ કરતાં પણ સવાયો થયો. પોતાના વૈરીને પણ મોક્ષ આપનાર શ્રીકૃષ્ણ કરતાં પણ સવઇ નિવહનાર આ મોહન કયા ભાગ્યે ભારતને લાધ્યો છે ?

તમને ખબર છે, આ ભારતનાં નરનારીઓ, કે કૃષ્ણની પાછળ પાછળ ચરનારાં વત્સને બ્રહ્મા રાજાએ પૂર્યાં ત્યારે કૃષ્ણે નવાં વત્સ પ્રગટ કીધાં? જાણીને આશ્ચર્ય પામો કે તમારી પૃથ્વીને અત્યારે પોતાના કોમળ ચરણકમળથી પવિત્ર કરતા સાક્ષાત મોહનની પાછળ પાછળ ચાલનારાં—તેને અનુચરનારાંઓ—ને દક્ષિણ આફ્રિકાની અને હિંદની સરકારે સંતાડયાં તેમ તેમ વધુ નવા સત્યાગ્રહી વત્સો મોહન પેદા કરતો ગયો; અને આ તો તેની બાળલીલા, સહજલીલા જ હતી.

ચંદ્રનાં શીત કિરણોનીચે નિદ્રાઘેનમાં રખે પડતાં. મોહન-કથાને સ્વસ્થ ચિત્તે સાંભળવા કર્ણ જાગ્રત

રાખો. શ્રી કૃષ્ણે કાલિન્દીના વિષયુક્ત જળમાં કુદકો મારી કાલીનાગને નાથી યમુનાજળ વિષહીન બનાવી લોકસેવા કરી. આથી તે જગતનો સેવક કહેવાયો. પણ લોકોએ તો એની સ્વામી તરીકે પૂજા કરી.

તમને ખબર છે કે આ યુગના મોહનને વૈરાગી બનાવવા ઘણાયે પાદરીઓ, સાધુઓ મથી રહ્યા હતા ? મોહનને સંસાર ઉપર વૈરાગ્ય છુટવાનો હતો ! તે સંસારમાં પ્રવેશ પામતા પોતાના આત્માને ધ્યાનથી પાછો બોલાવી એકલો મુક્તિ સાધવાનો હતો, પણ તેણે સંસારનાં દુઃખો નિરખ્યાં. તેણે સંસારસરિતાનાં વિષમય જળ પી જોયાં. તેનો આત્મા લોકદુઃખ સમજી રડી પડયો. તેણે હળાહળ ઝેરવાળી સંસારસરિતામાં કુદકો માર્યો. તેણે કેટલા યે કાલીનાગરૂપી અભિમાનીઓને નાથ્યા. તેણે સત્તા-લોભી જુલમી અમલદારોના ગર્વ તોડયા. તેણે ધનાભિમાનીઓનાં અભિમાન છોડાવ્યાં. તેણે રૂપ-રંગ, શારીરિકબળ અને યૌવનના અભિમાનીઓની શુધબુધ ઠેકાણે આણી. તેણે પોતાના બળ—આત્મ-બળ—નો મહિમા દર્શાવ્યો, અને આ રીતે સંસાર-સરિતાનાં ઝેર ઓછાં કર્યાં. પણ, જમુનાનું જળ અથાગ કે અગાધ નહિ. સંસારસરિતાનું જળ તો અગાધ—અથાગ. તેથી, સંસારને વિષરૂપ અનેક કાલીનાગો હજુ નથાયા નથી એટલે તમારો મોહન

આ વિષૈલી નદીમાં કુદકા મારી રહ્યો છે. તે અત્યારે 'તમારો સેવક' બન્યો છે અને તમારી સેવા અર્થે જ તમારાથી અત્યારે અદૃશ્ય રહી તમારા સંસારને ઝેરી બનાવનાર મહા કાલીનાગને નાથવા ઊંડો પેઠો છે. આ ઝેરી નાગ નથાશે એ જરૂર. પછી 'સ્વામી' તરીકે આખા જગતથી તે પૂજાશે. પણ, ભારતવાસીઓ અત્યારે તો તમે તેને સ્વામી તરીકે પૂજવાનો લાભ ઉઠાવો છો. આવો લાભ તમને મળે એ તમારાં કયાં પુણ્યનો ઉદય ? તમારાં કયાં કાત્યાયની વ્રત કે મોહનસ્વામી તમારે શિર ?

નંદજીના લાલને ગોપીઓ બહુ ચહાતી. યશોદાના કુંવર પાછળ ગોકુળ ગામની નારીઓ ઘેલી થઇ રાસડા ગાતી ફરતી. કેટલીક તો એવીઓ હતી કે ઉપરથી જગદેખતાં કહાનને કાળો, કપટી, ધુતારો કહેતી; અરે રખેને નંદદુલારો દૃષ્ટિએ પડશે એમ ધારી ગૃહકુંજોમાં સંતાતી ફરતી; પણ મનથી તો મોહનનું ભજન અને દર્શન કરાયા વગર રહેવાતું નહિ. તમારા મોહન પાછળ પણ આવી કેટલી યે ગોપીઓ–મનુષ્યવૃત્તિઓ–ઘેલી થઇ ફરતી હશે તેનો તમને ખ્યાલ છે ? નક્કી માનો કે અત્યારે તમારા હિંદમાં ગાંધીઘેલી ગોપીઓ ન ગણાય તેટલી છે. વળી કેટલીક મનુષ્ય-વૃત્તિઓ

ઉપરથી મોહનને ધુતકારે છે, પણ અંતરમાં તેની પૂજા કરે છે અને તેનાં દર્શનથી આનન્દ પામે છે, તે વાત પણ સત્ય જ માનો. કૃષ્ણને ઋષિપત્નીઓએ ભોજન આપ્યું, ઋષિઓએ ન આપ્યું. તેમ મોહને આદરેલી લડત વખતે સ્ત્રીઓએ પુરુષો કરતાં વિશેષ ઉદાર બની ભોજન પાઠવ્યાં. પોતાનાં અંગઆભૂષણ મોહન ઉપરથી વારી નાંખ્યાં; અને તેના વરમાં મોહન સ્ત્રીપક્ષી થયો છે. જોજો કોઇ કૃષ્ણની માફક મોહનને યે સ્ત્રીનો પક્ષ લેતો જોઇ કામી કહેતા! જો જો કોઇ પાપ ગાંઠે બાંધતા!

કૃષ્ણના મોહિની સ્વરૂપમાં મોહવશ બનેલાં લોક તેને મોહન કહેતા. આ મોહનના વેણુનાદે વ્રજ-કામિનીઓનાં ચિત્ત વિંધાયાં હતાં. મોહનના બંસીગીતે વૃંદાવન મોહીત થયું હતું. મોહનના ગાને વહેતાં સરિતાજળ થંભ્યાં હતાં. હે સૃષ્ટિનું મૂળમંડાણ કશ્યપવંશજો, આ મોહનની મધુરી વાણે સકળ લોક ઘેલાં બન્યાં. મોહનમીઠાં ગાને હૃદય-સરિતાઓનાં પૂર થંભ્યાં હતાં. મોરલીધર મોહનની વાંસળીના સુર સાંભળવા ગોપીઓ કામધંધા વિસારી ભાનભૂલી બનીને દોડતી ફરતી હતી. આજના મોહનના મોહનસૂર સાંભળવા, પોતાનાં ધર્મધ્યાન વિસારી કયા મનુષ્યની વૃત્તિઓ દોડતી ફરતી નથી? આ યુગાવતાર મોહનને પ્રજા અને રાજા બન્ને સાંભળવા

અતિ આતુર, અતિ ઉત્સુક, અને એ જ જાણે ધર્મ, એ બધું તમારાથી ક્યાં અજાણ્યું છે કે હું વિશેષ કહું? પણ એક વાત તમે ન જાણી શકો તે તો હું જ કહું. સાંભળો.

ગોપીઓ જ્યારે પતિસેવા અને ઘરનાં કામકાજ છોડી કૃષ્ણ પાછળ તણાતી આવતી ત્યારે તેને કૃષ્ણે કડવાં ઉપદેશવેણો સંભળાવ્યાં હતાં. મોહને પણ હિન્દની પ્રજાને પોતાનો ખરો ધર્મ ભૂલવામાં આવે ત્યારે કઠોર વેણ-બાણ માર્યાં છે: છતાં જેમ પ્રેમી કૃષ્ણનાં તીરથી વ્રજવનિતાઓનાં હૃદય ઘવાયાં નહોતાં અને કૃષ્ણને ત્યજી દેવામાં નહોતો આવ્યો, તેમ વ્હાલા મોહનના કઠોર વચનો એ પુષ્પ-હાર નિવડયાં; તેથી હિંદીઓનાં હૃદય ઘવાયાં નહિ, ન તેને તજી દેવાયો નહિ.

(અત્રે ચંદ્રની ચંદ્રિકામાં એક ચિત્તે મોહનકથા સુણનારાં ઉપર ચંદ્ર તુષમાન થયો. તેણે કહ્યું: “ઓ જગશ્રેષ્ટ માનવીઓ, કયો વર ચહાશો? હું તો મોહનવરથી શું અધિક આપું? મોહનવરની આયુષ્યદોરી લંબાવ. તે તમારી સર્વ શુભ આકાંક્ષા પુરી પાડો. તમારી સાથે તમારા વૃંદાવનમાં મ્હારી પૂર્ણિમાને વિષે તે અનેક રસરાસ ખેલો; એ જ આશિર્વાદ મ્હારો અને તમો તે ઝીલી લો.”)

કૃષ્ણે ઉગ્રસેનનો રાજ્યહક અપાવ્યો. હિન્દી-

આનો ખરો હક સ્વરાજ્ય. આ સ્વરાજ્યની મૂર્ત્તિઓ અનેક. એક ઘડી દાદાએ, એક ઘડી ગુરૂ ગોખલેએ, એક ઘડી પ્રભુ તિલકે, એક ઘડી દેવી વસન્તે અને એક ઘડી આપણા મોહને. પણ, મોહનની મૂર્ત્તિ મોહમયીના લક્ષ્મી-નારાયણ જેવી મધુર હસતી અને અતિ મોહક. મોહને આફ્રિકામાં ઘડેલી સ્વરાજ્યમૂર્ત્તિ-હિન્દ સ્વરાજ્ય-હિન્દની અંદર દર્શન હોઇ શકે તેમ નહોતું. છતાં અનિચ્છાએ સૌ કોઇને તેનાં દર્શન થયાં. અને મધુપુરની નારો જેમ સ્વરાજ્યની મૂર્ત્તિના સલાટ કૃષ્ણ પ્રભુને ઊંચી ઊંચી અટારીઓમાંથી નિરખી, સુવર્ણ પુષ્પે વધાવી આનન્દિત થઇ હતી, તેમ મોહનને હિન્દના મોહમયી નગરમાં ‘ હિન્દ-સ્વરાજ્ય ’ સાથે ઘુમતો જોઇ મોહનજાદુમાં ફસેલાં લોકોએ તેને સુવર્ણ પુષ્પથી વધાવી લીધો હતો; એ કાંઇ કોઇથી અણજાણ્યું છે ?

પાંડવોએ રાજા દુર્યોધનનો અન્યાય જણાવ્યો. કૃષ્ણે તે નિરખ્યો. વિષ્ટિ કરનાર કૃષ્ણ જ યોગ્ય પાત્ર ઠર્યું. કૃષ્ણે—તટસ્થ સમાદર્શી કૃષ્ણે—દુર્યોધનના દરબારમાં વિષ્ટિ કરી. તેની સલાહ આચરાઇ નહિ, અને કૃષ્ણને પકડવા દુર્યોધને ચહાયું; છતાં તે પકડી શકયો નહિ. આપણા તટસ્થી મોહનને કાને પાંડવરૂપી પ્રજાની રાઉલેટ બીલના અન્યાયની દાદ ગઇ. તેણે અન્યાય જોયો. તેણે વિષ્ટિ કરી. તેની

વિષ્ટિ માન્ય ન થઇ. તેને પકડવા ચાહ્યું પણ તે ભૂલ ગણાઇ; તેને તુરત તેના ગામદેવી મુકામે વળાવી દેવાયો.

કૃષ્ણના કાળમાં સશસ્ત્ર યુદ્ધ થયાં હતાં, પણ અહિંસાની તપમૂર્ત્તિ મોહને તો નિઃશસ્ત્ર સત્યાગ્રહનાં જ યુદ્ધ આરંભ્યાં. પણ, જેમ કૃષ્ણના ઉપદેશ પાંડવોએ આચરણમાં ઉતાર્યા હતા તેમ હિન્દની પ્રજાએ મોહનના ઉપદેશ પૂરેપૂરા ઉતાર્યા નહિ. હિન્દની પ્રજાનાં કોઇક પાપ આડે આવ્યાં અને સત્યાગ્રહનાં યુદ્ધ અધૂરાં રહ્યાં. હે આર્યકુલિનો ! ચેતો–સમજો–જાગો–ઉઠો, અને મોહનની આફ્રિકામાંની ગોવર્ધનધારણની બાળલીલા વિચારો.

કૃષ્ણે ઇંદ્રની પૂજા બંધ કરાવીને ગોવર્ધનની પૂજા સ્વીકારાવી હતી એ યાદ છે ? મોહને પણ જીવ ( ઇંદ્ર ) ના આદેશ ન માનો અને જે આત્મા આપણી ઇંદ્રિઓ આદિને ચેતન આપી ( ગોવર્ધન બની ) સર્વ સુખ ( ધનધાન્ય ) આપી રહ્યો છે તે આત્માની પૂજા કરો, એમ શીખવ્યું. તેણે આત્માનો અવાજ સાંભળો એમ કહ્યું. મોહને રાજ્યાધિકારી–સ્વર્ગના દેવ–નું ફરમાન આપણા આત્માના ફરમાન આગળ રદ થતું હોય તો તે રદ કરવા કહ્યું અને તેમ કરતાં જો કષ્ટવૃષ્ટિ થાય તો તે સહી લેવા અને પોતાની સાથે ઉભા રહેવા કહ્યું. તેણે આત્મઆશ્રય

લેવા કહ્યું. કૃષ્ણે ગોવર્ધન ઉપાડયો હતો અને ગોપબાળો તેની સાથે વૃષ્ટિથી ન ભીંજાતાં ગોવર્ધનનાં આશ્રયી બન્યાં હતાં. કૃષ્ણે ટચલી અંગળી ઉપર ગોવર્ધન ઉંચો કર્યો હતો અને ગોપબાળોએ જાણે પોતે સહાય આપતા હોય તેમ ચેતનહીન જયેષ્ટિકાઓનો ટેકો આપ્યો હતો. પ્રભુ કૃષ્ણનો વિજય થયો હતો. મોહન પણ આફ્રિકામાં વિજયી નિવડયો હતો; ખેડામાં જીત્યો હતો; ચંપારણ્યમાં એકલે હાથે પરાક્રમ કરી બતાવ્યું હતું. પણ, મોહપુરીમાં, રાજનગરમાં અને બીજે સ્થળે અન્યાયવૃષ્ટિમાંથી બચવા માટે તેની ટચલી સાથે કેટલી જયેષ્ટિકાઓ ભેગી થઇ ? કેટલાંએ આત્મ-આશ્રય સ્વીકાર્યો ? તે પોતે તો એકલો આત્મસ્થ રહ્યો હતો. બારડોલીમાં વિઘ્ન નડયું; ગોપ ભેગા તો થયા હતા, પણ મોહનનો સમગ્ર ભારતવ્યાપી આત્મા એક સ્થળે દુભાયો. ભારતના નશીબે કષ્ટવૃષ્ટિ કાયમ રહી. હજુ એ કષ્ટમાંથી બચવું હોય તો તેનો સાથ ન છોડો. તેનાં કહેણ પાળો. તેનાં રહેણ નિરખી લેઇ શુદ્ધ આચરણી, તેની માફક બનો.

કૃષ્ણ એ મહાન્ સુધારક હતો. બીજાઓ ભલે ગમે તેવી રીતે તેને ગાય, પણ તેણે અંત્યજોનો ઉદ્ધાર કર્યો હતો. પરમાત્મા તરીકે કૃષ્ણને માન-

નારાઓ પરમાત્માનું પૂર્ણ સ્વરૂપ શ્રી રામમાં નહિ અને શ્રી કૃષ્ણમાં ખરૂં એમ માને તેનું કારણ શું? એ જ કે શ્રીકૃષ્ણે પછાત વર્ગો–ખાસ કરીને સ્ત્રી અને શૂદ્રો–ની સેવા કરી. શ્રી કૃષ્ણે જ્ઞાન અને કર્મ સાથે પ્રેમનો ઉપદેશ કર્યો. કૃષ્ણે તેની ગીતામાં એમ ગાયું કે પંડિત તો સમદર્શી જોઇએ. શ્રીકૃષ્ણના જન્મકાળ પહેલાંના બ્રાહ્મણયુગમાં સ્ત્રી, શૂદ્રો વિગેરે મુક્તિમાંથી બહિષ્કાર ગણાતાં હતાં એટલો બધો કર્મકાણ્ડીઓનો પ્રભાવ હતો; તે પ્રભાવ કૃષ્ણે તોડયો. કૃષ્ણે સ્ત્રીને પ્રથમ વહેલી મુક્તિ આપી. કૃષ્ણે પ્રેમનું સ્થાન સ્ત્રીઓમાં જોયું. તે પ્રેમને તેણે પોષ્યો અને જ્ઞાન તથા કર્મને ગૌણ બનાવ્યાં. તેણે જગતમાં સ્ત્રીનું આસન ઉચ્ચ બનાવ્યું. તેણે સ્ત્રી-કલ્યાણ માટે રાસ ખેલ્યા. તેણે સ્ત્રી-શુભ માટે રૂક્ષ્મિણિનું હરણ કર્યું; તેણે સુભદ્રાનાં અર્જુન સાથે લગ્ન કરાવી આપ્યાં; તેણે વારંવાર દ્રૌપદીની રક્ષા કરી; તેણે સ્ત્રીઓનાં દુઃખ ફેડવા નરકાસુરને માર્યો; તેણે જગતને બતાવ્યું કે પ્રેમાધીન ભગવંત હું કહેવાઉં; પ્રેમનો વાસ સ્ત્રીઓમાં વિશેષ; ગોપીઓ જેવો પ્રેમ જગતમાં મળે નહિ; પ્રેમ વગર જગત નભે નહિ; તો પછી સ્ત્રીની પદવી હલકી કેમ ? સ્ત્રીની તો પૂજા થાય, અને શ્રીકૃષ્ણે સ્ત્રીપૂજા કરી સ્ત્રીનાં સન્માન વધાર્યાં. તેણે ખરેખર

નષ્ટ થયેલી સ્ત્રીપૂજાથી જે અધર્મ વર્તાઇ રહ્યો હતો, તે અધર્મનું ઉથાપન કરી સદ્ધર્મનું સ્થાપન કર્યું.

આ જ પ્રમાણે મોહને યે સ્ત્રીપક્ષ જ સ્વીકાર્યો. તેણે ભગિનીસમાજ અને વનિતાવિશ્રામની બહેનોને પોતાના ઉપદેશ બહુ પ્રેમથી આપ્યા અને પોતાની ચેલીઓ બનાવી. મોહને સમગ્ર ભારતની ઉન્નતિ માટે પ્રથમ કુબજાઓની જ શુભ ગતિ કરી. શ્રી કૃષ્ણે ૧૬૧૦૮ રાણીઓને મુક્તિ આપી, અને પોતાને વશ કરી પટરાણી બનાવી હતી. મોહને પણ તેટલી કે તેથી વધારે સ્ત્રીઓને પાશ્ચાત્ય મોહ-જાળનાં બંધનમાંથી મુક્ત કરી, પોતાને વશ કરી મોહનરેંટીએ વળગાડી અને મોહનજાપ જપાવ્યા. તમને ખબર છે કે સ્ત્રીઓ સાથે અતિ સહવાસી, રાસવિહારી શ્યામ બ્રહ્મચારી કહેવાતો ? મોહન પણ સ્ત્રી-સભામાં એકલો ઘુમે છતાં તે બ્રહ્મચર્યમાં ભીષ્મ કરતાં યે અત્યારે વધુ બળવાન નીવડયો.

કૃષ્ણે અંત્યજોનો ઉદ્ધાર કર્યો હતો. તેથી પણ તે સર્વપૂજ્ય અને ખરો ધર્મસુધારક કહેવાયો. મહાન રાજસૂય યજ્ઞની પૂજા, શ્વપચની પૂજા વગર, અધૂરી મનાવનાર શ્રી કૃષ્ણનો બીજો અવતાર તે આ મોહન. તેણે અંત્યજગીતા ગાઇ અને ધર્મનાં રહસ્ય ખોલ્યાં. હાલના યુગનો ધર્મસંસ્થાપન કરનાર પ્રભુ-

અવતાર મોહન હશે કે નહિ તે વિચારો—શાંત ચિત્તે વિચારો.

શ્રી કૃષ્ણ પ્રેમવશ હતા એમ ભક્તજનો ગાય છે. પ્રેમવશ બનીને શ્રીકૃષ્ણે હથિયાર નહિ પકડવાનાં વ્રત તોડયાં હતાં. મોહને પણ રાજ્ય-ભક્તિને વશ થઈ સૈન્યભરતી કરવા અહિંસાવ્રતનો બાધ ન ગણ્યો. મોહને પ્રજાભક્તિને વશ બની કસ્તુરબાએ આણેલાં દૂધ સ્વીકાર્યાં. એ માનવીઓ! તે કસ્તુરબાનાં ચરણે નમન કરવાનું ભૂલતાં નહિ. મોહનના વૃદ્ધપણમાં અમરટેકો તે આ કસ્તુરબા. પતિવ્રતાનો પ્રભાવ એટલો બધો કે તેના લીધે જ અત્યારે આપણને સૌને મોહનમૂર્ત્તિ પૂજવાનું સૌભાગ્ય. કસ્તુરબાનાં અખંડ સૌભાગ્યવંતાં આયુષ્ય વધે તેમાં જ હિન્દને મોહનપૂજાનો લાભ. તે કસ્તુરીની મહેક ફોર્યા જ કરો કે જેથી મોહનનો આત્મા પ્રસન્ન બન્યા રહે.

કહેવાય છે કે કૃષ્ણ પ્રેમને આધીન બની ઘણી વખત પ્રેમ આગળ નમી જતા. મોહને પણ સત્યાગ્રહના યુદ્ધને અંતે કેટલું યે જતું કર્યું છે. એ ભારતવંશજો! સૂર્યવંશીઓની શૂરતા અને ઉદારતાના જે ભૂતકાળના ઇતિહાસ ગાઇ રહ્યા છો તે ઇતિહાસ મોહને પ્રત્યક્ષ કર્યા. સૂર્યવંશીઓનાં શૌર્ય

અને ઉદારતાના અસ્ત સાથે હિન્દમાં અંધકાર વ્યાપી રહ્યો હતો. અત્યારે ક્ષાત્રધર્મી મોહનની અંધકાર સાથે થતી જીતથી હિન્દમાં ઉષાકિરણ પ્રગટી ચૂકયાં જણાય છે. કારણ, સત્યાગ્રહમાં મોહને શૌર્ય દાખવ્યાં અને ઉદારતા પણ તેણે જ બતાવી. તે ભોળો છે અને ભોળો નીવડયો. તેના ભોળપણામાં દેખાતાં કષ્ટ આપણને અંતે સુખદાયી નિવડશે એ આશા અમર રાખો.

આર્યકુલીનો, કંટાળશો નહિ. હવે થોડી જ વાત શ્રી કૃષ્ણ અને મોહનની ગાંઠ સાંધવામાં બાકી છે. શ્રી કૃષ્ણનું હથિયાર સુદર્શન ચક્ર હતું. તમે સુદર્શન ચક્રનો અર્થ સમજો છો? 'સુદર્શન' એટલે સ્પષ્ટ દર્શન, સત્યનાં દર્શન, જેનાથી થાય તે. તે ચક્ર કયું? સત્ય-ચક્ર. જે આત્મસ્થ છે, જે આત્મબળી છે તેની પાસે જ આ 'સત્ય'નું ચક્ર હોય છે. શ્રી કૃષ્ણના જાગતા સુદર્શન ચક્રે લોકોનાં-ભક્તોનાં-રક્ષણ કર્યાં હતાં. મોહન પાસે પણ તે સત્યચક્ર છે અને તે ચક્રથી હમેશાં અસત્ય છેદાય છે. સત્ય એ જ ગાંધીજીનું હથિયાર છે. તે સત્ય વડે લડે છે. તે સત્ય આગળ ઇન્દ્રનું વજ્ર-અધીકારીઓનો તાપ-શાંત થઇ જાય છે. આ ચક્ર સદાકાળ ફરતું જ રહે છે. મોહને ફેંકેલું સત્યાવલંબન-આત્માવલંબન-નું, જુલમી

સરકારને છેદતું-તેનો અસહકાર કરતું-શસ્ત્ર ભક્તનું રક્ષણ કરવા અને ભક્તપીડકોને હણવા ફર્યા જ કરવાનું અને ફર્યાં કરે જ છે. તે પોતે પ્રજા વચ્ચે અત્યારે પ્રગટ નથી; પણ તેના ચક્રની આણ પ્રવર્તે છે; તેનું ચક્ર પ્રજાની ચોકી કરે છે.

ત્રણ વર્ષ ઉપરની વાત છે. તે દહાડે સત્યને લીધે જ સૂર્યને તેની પૂજા કરવી પડી હતી. ઉપનિષદ્‌માં કહ્યું છે કે સૂર્ય તે સત્ય છે. સત્ય તે સૂર્ય છે. સૂર્ય તેજ બક્ષે છે. સત્ય તેજ અર્પે છે. ચક્ષુમાં સૂર્યનો નિવાસ છે. સત્ય વદનારાં ચક્ષુ તેજસ્વી બને છે. સત્યવાદીનાં ચક્ષુ આગળ અન્ય સર્વ અંજાઇ જાય છે.

હે સત્યચક્ષુહીન લોકો, અસત્ય પંથે ચાલતા જગતમાં, આ સત્યસૂર્યનો જે પ્રકાશ મળે તેની પાસેથી તેજ માગી લો; તેની પાસેથી પ્રકાશ મેળવી લો; તેને તમારી આંખની કીકીમાં સમાવી લો.

કૃષ્ણની લીલા અકળ અને અટપટી. તે મોહનની કથા ગાવા માટે યુગના યુગ જોઇએ. તે મોહનનાં ચરિત્રામૃતનું પાન કરતાં તૃષા ભાગે નહિ. છતાં તે અમૃતનું એક બુંદ પણ કલ્યાણ-કારી. તે જ પ્રમાણે આ યુગના મોહનની પણ લીલા અનેક. વર્તમાનયુગી મોહનચરિત્રામૃતનું એક બુંદ પણ કલ્યાણકારી જ.

કૃષ્ણને બાળકો અતિ પ્રિય હતાં. બાળકમાં સૃષ્ટિ અને સૃષ્ટિમાં બાળક, બાળકમાં વિધાતા અને વિધાતામાં બાળક, બાળકમાં પ્રભુ અને પ્રભુમાં બાળક એવી અલૌકિક ગુંથણી કૃષ્ણનું બાળજીવન ગુંથતું હતું; અને આ ગુંથણીની કળાએ, આ ગુંથણીના સૌંદર્યે, સ્વર્ગના દેવોને પૃથ્વી ઉપર ઉતાર્યા હતા.

દોરરાસ, સ્વર્ગમાં ખેલાય છે; વિધાતાના દરબારમાં પૃથ્વીનાં માનવીઓનાં નશીબ ગુંથાય છે; કૃષ્ણે તો દેવોને પૃથ્વી ઉપર ખેંચ્યા; ખેંચ્યા ખેંચાઇ આવેલા દેવોએ અને કૃષ્ણે બાળકોનાં રૂપમાં રાસગુંથણી કરી બાળજીવનમાં આનન્દ ગુંથ્યો; બાળજીવનનો તે વખતનો આનન્દ પૃથ્વીને અદ્યાપિ પર્યંત આનન્દ આપી રહ્યો છે.

મોહનને યે બાળકો અતિ પ્રિય છે. બાળકો સાથેની તેની રમત કોઇએ જોઇ છે? મહા યુદ્ધ થતું હોય, ગંભીર સમય હોય, છતાં તે બાળક જેવો સરલ અને હસમુખો રહી, બાળકોને અને બાળકોનાં પાલકોને પોતાની આકર્ષણ શક્તિથી ખેંચે છે; પછી બાળકોની સાથે તે અનેક પ્રકારના રાસ રમે છે; આ રાસ નિરખી દેવો દિઙ્મૂઢ થઈ જાય છે. મોહનની કોટે વળગી, મોહનના

ખોળે બેસી, મોહનની ચુમિઓનાં લ્હાણુ લેતાં બાળકો ખરે કોઇ દેવો હશે! આવાં બાળકોમાં મોહન સંગે ઉતરતો તેજઅંબાર ભવિષ્યના ભારતને જરૂર ઉજાળશે; મોહન સંગે ખેલતાં બાળકોનું હાસ્ય ભવિષ્યને હસતું કરશે.

આવા સર્વના પ્રાણરૂપ મોહનનો પ્રકાશ સર્વવ્યાપી હોવા છતાં અત્યારે તમે તેનાથી કેમ હીન થયાં છો ? શ્રી કૃષ્ણ ઉપર ગોપીઓએ પ્રેમનો અભિષેક કર્યો; પ્રેમના અતિરેકપણામાં ગોપીઓ અભિમાની થઇ ગઇ; ગોપીઓનો નચાવ્યો ક્હાનજી નાચે; ગોપીઓનો ખિલાવ્યો ગોપાળ ખિલે; ગોપીઓના રંગે જ રંગીલો રંગાય; ગોપીઓના કામ-કૌતુહલ જ તેને મદનમનોહારી બનાવે; આથી ગોપીઓએ કૃષ્ણને પૂરા પિછાણ્યા વગર પોતાને વશ શ્રી કૃષ્ણ એમ માની લીધું. શરદ પૂર્ણિમાની રાત્રી વિષે રાસ રમતાં રમતાં ગોપીઓનું અભિમાન ઉતારવા કૃષ્ણ અંતર્ધ્યાન થયા. ગોપીઓની સાનસુધ ઠેકાણે આવી. પ્રિય શ્યામ ક્યાં ? તેના વગર રાસ અધૂરા.

મોહનના ઉપર ભારતવાસીઓએ પ્રેમના મહા અભિષેક કર્યા. શત્રુ સુધ્ધાંને વહાલથી હૈયે ચાંપનાર, મધુર હાસ્યથી સર્વના દિલમાં પેસનાર, શાંતિ અર્પતાં ચક્ષુઓથી સર્વને વહાલસોયો બનનાર મોહન હમારો

છે, હમારો છે; હમારા માટે તે છે; હમને તે છોડી શકે જ નહિ; હમારા કબજામાં; હમે તેના વડે યુદ્ધ જીતશું; હમે તેને રમાડીશું: ઘણા ભક્તોમાં આવા અભિમાનનો પ્રવેશ થયો છે, એ ચતુર મોહને જાણી લીધું. અત્યારે આ અભિમાની ગોપભકતોને શિક્ષા દેવા તે અદૃષ્ય થયો છે. તેનો વિરહ હવે બધાંને સાલે છે. તેના વગર સત્યાગ્રહનાં યુદ્ધ અધૂરાં. તેની મોરલીના મીઠા મોહકસૂર વગર તાન ચઢતાં નથી.

વિરહપીડા ન ખમાતાં ગોપીઓએ કૃષ્ણનાં ધ્યાન આદર્યાં હતાં. કોઇ ગોપી ગોર્વધનધારી બનતી; કોઇ ગોપી ગોપાળ કૃષ્ણ બનતી; કોઇ ગોપી કાળીનાગ નાથતી; કોઇ ગોપી બંસરી બજાવતી; આમ હરેક ગોપી કૃષ્ણ-લીલાઓ કરવા મંડી. કેટલીક ગોપીઓ રાસ રમવા લાગી. તેમાંની કેટલીક કૃષ્ણ બનવાની તૈયારી કરતી હતી. એટલામાં એક ગોપીએ બીજીને કહ્યું: 'સખી, શરદ પુનમની રાત્રી રે લોલ યાદ આવે છે. મોહન પધારશે ?' બીજીએ કહ્યુ: 'જરૂર પધારશે. બન મનમોહન. બન કૃષ્ણઘેલી.' મનમોહનના રાસમાં તે કૃષ્ણ રૂપે એવી તો તલ્લીન થઇ કે ભગવાન કૃષ્ણ પધાર્યા.

૫૧મી વર્ષગાંઠનો સુવર્ણદિન આપણને યાદ આવે છે. 'તે દિનના રાસ કોની સાથે રમીએ ? મોહન

ક્યાં ? તે પધારશે ?' ચંદ્ર નેપથ્યમાંથી જવાબ આપે છેઃ 'મોહનની લીલાઓ ભજવો. મોહનનાં દર્શન જરૂર થશે.' 'ગાંધીજી મુદત પહેલાં છૂટશે ?' 'એક ઘડીમાં છૂટે. મોહનને બોલાવવા એ તમારા હાથમાં છે.'

કૃષ્ણનો રાસનો આનન્દ અદેખા ચદ્રથી સંખાયો ન હોતો, તેથી તેણે જ ગોપીઓને વિરહ પેદા કરાવ્યો હતો એમ ગોપીઓને શંકા થઇ હતી. આ શંકા ખરી કેમ ન હોય ? ચંદ્રે કૃષ્ણને છૂપાવી દીધા હશે, ત્યારે તેને શ્યામ થઈ જવું પડયું હશે. તે વખતની શ્યામતા ધોવા, તે વખતનું પ્રાયશ્ચિત્ કરવા આજે ચંદ્ર પ્રકાશીને આપણને હવે પ્રત્યક્ષ થઇ સુણાવે છે કે 'મોહન છૂટશે. મ્હારી ચંદ્રિકામાં તમે મોહનના વેષ ભજવતાં ભજવતાં મોહનરૂપ થઈ જાવ. આજે મોહનની આ દુનિયા સાથેની ૫૪મી વર્ષગાંઠ છે. આ દિને મોહન-ગાંઠની સાથે ગંઠાઈ જાવ.'

કૃષ્ણમાં જે આકર્ષક શક્તિ હતી તે શક્તિથી અદૃષ્ય રહ્યો રહ્યો મોહન બધું તટસ્થ રીતે નિરખે છે, અને તેના ભક્તોને આકર્ષે છે. મહાભારતનું યુદ્ધ કરાવનાર કોણ ? કૃષ્ણ. પણ તટસ્થ રીતે તેણે યુદ્ધ જોયાં જ કર્યું. તે સારથી જ રહ્યો. મોહને સારથીપણું

સ્વીકારી ગીતા સંભળાવી દીધી છે. હવે પ્રજાનાં અને જાલિમ સરકારનાં ખરાં પોત પ્રકાશે છે. પ્રજા અહિંસક અસહકારી છે? સરકાર દગાબાજ, જાલિમ અને ઘાતકી છે? તટસ્થ રહી નિરખનાર આ મોહનને ઓળખો.

કૃષ્ણ તેમના કાળમાં ઉદ્ધવ આદિ એક બે ભક્ત સિવાય પ્રભુ તરીકે ઓળખાયા નહોતા. ઓ મનુવંશજો, તમે પણ જો જો ભૂલતા. ઓળખી લો, ઓળખી લો કે આ પુરુષ કોણ છે? મનુષ્ય વેષે, કેદી વેષે, કંગાળ વેષે હિન્દમાં સત્ય અને પ્રેમના મોહનપ્રસાદ વહેંચનાર એ કોણ છે? ભારતના નષ્ટ ધર્મોને-સ્વદેશી ને પુરાણી કળાઓને-કોણ સ્થાપી રહ્યું છે? કોણ પોતાના આત્માને હિન્દમાં ઉદ્ધારક રૂપે પ્રગટાવી રહ્યું છે? વખત ચાલ્યો જશે. કહાણી રહી જશે. પાછળથી પસ્તાવો થશે. પોકેપોક રડવું પડશે કે ‘મોહન હીરાની પારખ રત્નભૂમિ ભારતમાં થઈ નહિ.’ નિસાસા નાંખતાં કહેવું પડશે કે ‘સાક્ષાત પ્રભુ ભારતમાં પધાર્યા હતા પણ તેનાં ચરણ ચુમાયાં નહિ.’ વિમાસવું પડશે કે ‘મોહને પોતાની સાથે ગાંઠ બાંધવા કહ્યું હતું પણ તેની સાથે ગાંઠ બંધાઈ નહિ.’ મોહન-ગાંઠ બાંધી લો. આજે મ્હારી સાથે સૌ તેને પ્રેમપુષ્પથી વધાવી લઇ

અંતરમાં પધરાવો અને ગાંઠી લો. આજે જગતના મહાપુરુષનો અવતાર પૂર્ણ નિરખી લો.

આ પ્રમાણેની કથા સાંભળી આંતરવૃત્તિઓ પરમ આહ્લાદ પામી; તેમનામાં નવચેતન પ્રગટયું; સંશય-ગ્રંથી છેદાતાં આત્મા-પરમાત્મા સાથે તેમની ગાંઠ સદાને માટે બંધાઈ. વાંચક, જો તું પોતે પવિત્ર બની તારા અંતરમાં મોહનની સૌમ્ય મૂર્તિને બિરાજમાન કરી, તારૂં ગૃહ ઘૃતદિવડીઓના ઉજાસે દિપાવી, ધુપાદિથી મહેકતું કરીશ, અને એક ચિત્તે મોહન-કથાના પાઠ કરીશ, સુણીશ કે સુણાવીશ, તો તારા દુઃખરૂપ સંસારની ગાંઠો છૂટી જશે અને તું મુક્તિની પાંખો મેળવીશ. એજ સદિચ્છા. અસ્તુ.

ઇતિ મોહન-કથા.

"પરમાત્મા સૌનું કલ્યાણ કરો."